૫૦૧૫

श्री कृष्णो जयती

આનંદ આનંદ આનંદ

શ્રી આચાર્ય ચરણ કમલેભ્યો નમ:

ગોસ્વામી

# શ્રી બાળકૃષ્ણલાલજીના વીવા:નો ગરબો.

## દોહરો.

ગ્રંથારંભે વરણવું, પ્રેમે લાગુ પાય
ગુરૂ ગણપતી ગત ગહનદે સારદ સૌ સુખદાય

## મોહોલે પધારો માહારાજ મણીધર મોહોલે પધારો-એ રાગ

આણંદ ઉર ન માંય, સુરતમાં આજે દિવાળી
નૌતમ લગ્ન લખાય સુરતમાં આજે દિવાળી
વૈશ્ણવ રસ ઊભરાય સુરતમાં આજે દિવાળી
કંચન મેહ વરશાય સુરતમાં આજે દિવાળી

## સાખી.

પીતા પવિત્ર તેમના મનુલાલા કહેવાય
જમુના બેટીજી થકી પ્રગટયાં આ રત્ન કન્યાય-- સુરત.
નૌત્યમ નામ નિરધારીયું ગગુલાલી ગુણવાન
ઇશ્વર હેત અધીકુ ઉરે, જેને બાળ ક્રષ્ણજીનું ધ્યાન—સુરત.
ઊમ્મર નવ વર્ષે થઇ, બાઇ સૌ ગુણ ભંડાર
બ્રહ્મ વિધાનાં જાણતે, વળી સર્વેથી ડાહાપણ દાર—સુરત.
પિતાજીએ મન ધારીયું કુવરી મોટી થાય
વિવા કરવો તેમનો એવી કોણ ગાદી જોવાય—સુરત.
ધારી મન એ વારતા ઊઠયા મનુંલાલાય
માહારાજ મગનલાલજી લાલા તેમની પાસે જાય—સુરત.

આસન આપી બોલીઆ મગનલાલ માહારાજ
શા વિચારે આવીયા ત્યારે કહ્યુંછે સર્વ કાજ—સુરત.
સુણી માહારાજા બોલીયા ચીંતા ન કરશો આજ
માંવીન લાલિજીતણિ સગાઇ ખોળશે શ્રીજીમહારાજ—સુરત.
તેજ દિવસનિ રાત્રીએ મગનલાલને મંન
બાળ કૃષ્ણ માહારાજ શું આનંદીનાં કરવાં લગન—સુરત.
શ્રીજીએ સ્વપ્ને કહ્યું મગનલાલને ત્યાંય
લાલિજીને આપજો તમે કાકરોલીનિ માંય—સુરત.
મગનલાલ તવ બોલીયા લાગી પ્રભુને પાય
માહારાજ તે કેમ માનસે વળી કેમતે થાશે સલાહ—સુરત.
શ્રીજી વાણી બોલીઆ હું ત્યાં દઇશ સુપન્ન
માટે મારૂ માનીને, તમે ત્યાંરે કરજો લગન્ન—સુરત.
વચન શિર ચઢાવીને મગનલાલ માહારાજ
લખિ પત્રીકા પ્રેમથી મારે કરવુંછે આ કાજ—સુરત.
વાંચિ પત્ર બાળકૃષ્ણજીએ લખ્યા ઉત્તર એ દીન
સ્વપ્ન દીધું મને શ્રીજીએ માટે ભલેતે થાએ લગન્ન

**નૈશદ દેશનો રાય રાજા નળ કહેવાય**
**એતો પરણીને લાવ્યો એક દમયંતિ—એ રાગ**

આવ્યો જવાપ જેનીવાર લગ્નનો કર્યો નીરધાર
શુદી ચોથને મંગળવાર માસ અશાડમાંરે
ઓગણીશે અડતાલીસ જેહ શાળે દુધે તુઠયા મેહ
લગ્ન ઉપર નૌત્યમ નેહ આવો લાડમાંરે
વાંચી લગ્ન પત્રિકાય જાન સર્વે સજ થાય
રથ હાથીને ઘોડાય ડંકા ગરગડયારે
પળા યોધ્ધાનો નહિપાર નીકળિ જાન થઇ તૈયાર
આવિ સુરતમોતો ઝાર જન હરખે ચઢયારે
મળી વૈષ્ણવ સમુદાય માહાંરાજાના સામાં જાય

દરસન કરીને સુખીયા થાય નરને નારીયોરે
માહારાજ આવ્યા મધ્ય બજાર ભીડ થઇછે અપરમ પાર
રસ્તા શેરી ચોકનહી ઠાર ભરાઇ બારીયોરે
ગયા ઉતારે માહારાજ સીધ્યાં શેવક જનનાં કાજ
સોના સુરજ ઉગ્યા આજ ગુરૂ મુખજોઇનેરે
ધન્ય ધન્ય ભાયગ દરસન થાય મળ્યા સુર અને રૂષીરાય
કાશીરામ કહે શોભાય રહે સૌ મોહીનેરે.

**આરગ મુકોને કહુંછું કાના ક્યારનીજો એ રાગ.**

સખી સુરતના ભાયગ ઉદેથયાં જો
લગન પ્રભુજીના કુળનાં આવીરહ્યાંજો સખી.
સરૂપ દેશ દેશકેરાં ત્યાંતો આવીયાંજો
સર્વે વૈષ્ણવો તણેતો મન ભાવીયાજો સખી
મુંબઇ થકી તે પધાર્યા અતી વાહાલમાંજો
તેજ ત્રી લોકનું નરશીંગ લાલમાંજો સખી
ઘનસ્યામલાલ પણ મુંબઇ બીરાજતાજો
તેપણ આ સમેતો સુરતમાં ગાજતાજો સખી
મથુરાંતણા તો મધુ સદન લાલછેજો
જેને વૈષ્ણવો ઉપરતે ઘણું વાલછેજો સખી
રઘનાથલાલ તે કોટાતણા કાવીયાજો
સાથ સંગ લઇને લગ્ન મધે આવીયાજો સખી
જીવણલાલ કેરો કાશીમાં નીવાસછેજો
જેના દર્શણોની વૈષ્ણવોને આશછેજો સખી
તેપણ મેહેર કરી સુરતમાં પધારીયાજો
મોહ વૈસ્નવોના મનના વધારીઆજો સખી
મોટા ભાઇ તે ગોપાળલાલ કાવીઆજો
તેતો મથુરાની ગાદીએ સોહાવીઆજો સખી
લગ્ન સમેમાં પધારયા ઘણા કોડમાંજો

સોભ્યો સાથ વરરાયતણી જોડમાંજો સખી
સરૂપ આટલાં સુરત મધે હાલછેજો
વર રાય તેમાં બાળકૃષ્ણ લાલ છેજો સખી
ગીરીધારીલાલ તણા એતો બાળ છેજો
માહારાજ કાંકરોળીના ભુપાળ છેજો સખી
સુરત તણી લેહેર હવે તે હુ શું કહું જો
ઇંદ્રપુરીથી અધીક તે જોઇ રહું જો સખી
હવે મુહરત વખાણું સહુ આ સ્થળેજો
કાશીરામ બાળ કૃષ્ણજી તણા બળેજો. સખી

**સાખી**

નોતર આવી જેટલી, દીધાં બહુ સનમાન,
માહરાજે નીજ પદરથી, કરાવ્યાં ભોજનપાન
જમણ નાના વીધનાં, બહુ જાતી પકવાન.
વૈસ્નવ જાતી સરવને જમાડે તે સ્થાન.

**ક્યા ગયોરે પેલો મોરલીવાળો અમોને રંગમાં રોળીરે રાગ**

સાંભળો વૈષ્ણવ જન સર્વે મુરત તણા નીરધારરે
જેઠ વદી એકાદશી શોમે અહ શાંતીછે સારરે સાભળો
જેઠ વદી બારશને દીને મગળવાર કહાવેરે સાભળો.
નિસ્ચે શ્રીફળ વરને દ્વારે કન્યા તે મોકલાવેરે સાભળો.
અશાડ સુદી એકમ શનીવારે નિસ્ચે તાંબુળ ફરીઆરે-સાંભળો.
રાત્રીએ શુભ મુહુરત માહે રીત પ્રમાણે કરીયારે સાભળો.
નિસ્ચે તાંબુળ સુણજો સર્વે કહુ તેની શોભાયરે સાભળો.
એકસો એક થાળી એમની માહે ભરયા મેવારે સાભળો.
પુરૂપ કર લઇને પરવરીયા માનની મંગળ ગાયરે સાભળો.
બદામ દરાખ ચારોળી પીસ્તાં દાડમ દ્રાક્ષ અનારરે સાભળો.
આલુ અંજીર એલાયચીને તજ પર પત્ર તમાલરે સાભળો.

અશાડ સુદી બીજ રવીવારે ગ્રહ શાંતી સુભ જોગરે સાભળો.
વરને ત્યાં વીધી વડેથી કીધાછે ઉપભોગરે સાભળો.
અશાડ સુદી ચોથને ભોમે લગ્ન સમે સધાયરે સાભળો.
ગોરસ વખતે સાત કલાકે હસ્ત મેળ કરાવેરે સાભળો.
વીપ્ર મળીને વેદ ભણેને સુર ફુલ વસ્ટી થાયરે સાભળો.
અગર ચંદનના મેહ વરસ્યાછે આનંદ ઉર ન માયરે સાભળો.
પંડીત સુરત મધ્યે સારા માન દઇ તેડાવ્યારે સાભળો.
બાળ શાસ્ત્રી ને વામન શાસ્ત્રી સમે સાધવા આવ્યારે સાભળો.
છોટાલાલ શાસ્ત્રી સુરતના ત્રણે જણ ત્યાં મળીયારે સાભળો
આચાર્ય તૈલંગ તણા વીશ્ણું શાસ્ત્રી માહા બળીયારે સાભળો.
કાંકરોળીના કાવે શાસ્ત્રી બાળકૃષ્ણજી નામરે સાભળો.
વ્રજલાલતે મુબઇવાળા ઉપાધ્યા તે ઠામરે સાભળો.
કાંકરોળીના પંડયા કાવે શ્રીજીના પંડયાયરે સાભળો.
લગ્ન સમે વર કન્યા પાસે વેદ વીધી વરતાયરે સાભળો.
એ વીણુ બીજા ઘણા વેદીયા શાસ્ત્ર સકળના જાણરે સાભળો.
તેમધે વરકન્યા શોભે જેમ શંસા ભાણરે સાભળો.
મંગળ ફેરા ફર્યા વીધીથી દાન ઘણાક અપાયરે સાભળો.
હરીજન જોઇ હરખે સર્વ દુરીજન મન દુભાયરે સાભળો
લગ્ન અને વીવાનુ વર્ણન થયુ સહુ આ ઠામરે સાભળો.
હવે સુણો વરઘોડો વરણું કહેછે કાશીરામરે સાભળો.

**પ્રથમ પારવતીના પુત્રને પાય નમુરે—એ રાગ**

હવે વરણવું વરઘોડો રૂડો આ સમેરે લોલ
નર નારી તણા મનમાં ઘણો ગમેરે લોલ
ગજ બાજનો સમાજ સાજ જોઇનેરે લોલ
રાજ કાજ તજી રાજ રહ્યા મોહીનેરે લોલ
વઇદ વાડવ વકીલ વળી વાણીઆરે લોલ

ધનદાર ઘણા ધનથી વખાણીઆરે લોલ
દેશ દેશથી ભરાયા ઘણા જાનમાંરે લોલ
મહારાજે તે બોલાવ્યા હતા માનમાંરે લોલ
સમે આવીઓ ફુલેકા તણો જે ઘડીરે લોલ
સકળ સાહીત તે પ્રીતથી કરી ખડીરે લોલ
છડી ચામર રૂચીત નંગથી જડયાંરે લોલ
છત્ર અબદા ગીરી કોના હાથથી ઘડયાંરે લોલ
રત્ન હીરા મણી લાલ પરવાળમાંરે લોલ
શોભા જોવાને મળે સજન વા'લમાંરે લોલ
ભીડ ભારીતો ભરાઇ સારા ગામમાંરે લોલ
નર નારી બારી જાળી ઠામ ઠામમાંરે લોલ
મુખ ચંદ્ર બીંબના સમાં શોભી રહયારે લોલ
વર રાયના દેદારમાં લોભી ગયાંરે લોલ
કર થાળી પુષ્પ માળી પોખરાજ છેરે લોલ
રૂડા દીપક પ્રજાળીને સમાજ છેરે લોલ
નર નારીના સ્વરૂપને ત્યાં શું કહુંરે લોલ
ભક્તી ભાવમાં અનુપ હું જોઇ રહુંરે લોલ
ધરે વીવીધ શણગાર અંગે ઓપતારે લોલ
જોઇ જન હરખે કુટીલ કોપતારે લોલ
વરરાય તઇયાર થઇને ઘોડે ચડયારે લોલ
દેવ લોકમાં દુદુંભી નાદ ગડગડયારે લોલ
લલુજી માહરાજ તણા મંદીરે થકીરે લોલ
વરઘોડો ચઢયો તેતો કહું નક્કીરે લોલ
ઓગણીસશં અડતાળીશ ચોથ દિનમાંરે લોલ
અજવાળી ને અશાડના શુકનમાંરે લોલ
સા'ડા પાંચ વાગે વરઘોડો નીશરયોરે લોલ
માત અંબીકાથી બજારમાં હે ફરગ્યોંરે લોલ

નાણાવટથી કુપ ધોળો કાંવીઓરે લોલ
વરઘોડો ત્યાંથી મંદીરમાં આવીઓરે લોલ
લોક જોવા માટે ઠામ ઠામ ધાયછેરે લોલ
ઠામ ઠામ જોઈ ખુબ ખુશી થાયછેરે લોલ
વર ઘોડા તણી સોભા પુરી થઇરે લોલ
કોડ ધરી વ્યાસ કાશીરામે તે કહીરે લોલ




" ધી રાઇઝીંગ સ્ટાર " પ્રીન્ટીંગ પ્રેસ, સુરત મોટામંદીર પાસે.

# જાહેર ખબર.

# નીતિ બોધક.

માસિક ચોપાનિયું.

વરસ એકનું લવાજમ રૂ૦-૮-૦ પોસ્ટેજ સાથે

શેહેર વાળાપાસે રૂ૦-૫-૦

આવતા માસથી બાહાર પડશે

તેથી જલદી નામ નોંધાવો નીચેને સરનામે

☞ "ધી રાઇઝીંગ સ્ટાર" પ્રીન્ટીંગ પ્રેસ, ના મેનેજર

સુરત મોટામંદીર પાસે.